# गुजरातना संक्षिप्त इतिहासनो टुंक सार.

અને

# मुंबइ इलाकानी भूगोळ.

(ગુજરાતી ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગ સારૂ.)

છપાવી પ્રસિદ્ધ કરનાર,
વેણીલાલ ભગવાનદાસ ખંભાતી.
ક્લાર્ક સુરત હાઇસ્કુલ.



અમદાવાદ.
'વિજયપ્રવર્તક પ્રિન્ટિંગ' પ્રેસમાં છાપી.



ઇસવીસન ૧૮૯૩.

કિંમત ૦-૧-૬

# ગુજરાતના સંક્ષિપ્ત ઇતિહાસનો ટુંક સાર.



છોકરાઓ, આજે તમને એક નવી વાત શીખવવાની છે, તેથી તમને થોડી ઘણી ગમત અને તેની સાથે જ્ઞાન મળશે. એ વાત એ કે આજે તમે ઇતિહાસ એ શબ્દ નવો સાંભળ્યો. એ વિષે વાત ચલાવીશું. ઇતિહાસનો અર્થ તમને તમારી ઉમર અને તમને જોઇએ તેવી ટુંક મતલબથી ટુંકો કહુંછું તે સાંભળો. ઇતિહાસ એટલે પેહેલાં થઇ ગયેલા રાજાઓ તથા હાલના રાજ કરતા રાજાઓની વાત એટલે પેહેલાં કયા કયા રાજાઓએ કેટલા વરસ રાજ કર્યું તેમના વખતમાં પ્રજાને કેવું સુખ દુઃખ હતું, ક્યાં ક્યાં અને ક્યારે કોની કોની લડાઈ થઇ. લોકોના સુખને સારૂ કેવાં કેવાં કામો કર્યા વગેરે હકીકત જાણવી તેનું નામ ઇતિહાસ. હાલ આપણા ગુજરાતપ્રાંતમાંના જીલ્લાઓમાં ઇંગ્રેજ સરકારનું રાજ્ય આશરે ૧૦૦ વર્ષ થયાં ચાલે છે. તે પેહેલાં પેશ્વા સરકારનું રાજ્ય હતું ને તેમની રાજધાની પુના શેહેરમાં હતી. તે વેળા પ્રજાને બહુ દુઃખ હતું, કેમકે મરેઠાઓ દક્ષિણમાંથી આવી લુટફાટ કરતા અને ખેડૂત વગેરે લોકોને ભારે પીડા આપતા અને વિશેષે કરી હલકી વરણના લોકનાં તો દુઃખનો પાર નહોતો. તે એટલો બધો કે સારાં લુગડાં તથા ઘરેણાં વગેરે પેહેરીને બહાર ફરી શકાય નહિ. ફકત ૭૫ વર્ષ સુધી ટક્યું હતું અને તે પેહેલાં મુસલમાન લોકોનું રાજ્ય આપણે

અહીં લગભગ ૪૨૫ વર્ષ રહ્યું હતું એ વખતમાં દીલ્લીમાંથી પાદશાહના મોકલેલા સુબાઓ આવી રાજ કરતા, અને પછી તેમાંના કેટલાક સુબાઓએ પાદશાહની સામા થઈ સ્વતંત્રપણે અમલ કર્યો. તેમની રાજધાની અમદાવાદ શેહેરમાં હતી. તેથી અમદાવાદનું બીજું નામ રાજનગર છે. એ મુસલમાન પાદશાહોના વખતમાં પણ રૈયતને ભારે પીડા હતી, હિંદુઓને વટાળી મુસલમાન કરતા દેરાં તોડી પાડતાં અને તે પથરાની મસીદો બંધાવતા, હિંદુઓ પાસે તાબૂત ઉચકાવતા; વેઠ કરાવતા; અને હિંદુઓની દાદ ફરિઆદ પણ બરાબર સાંભળતા નહિં વગેરે ઘણી જાતનું અંધેર તથા જુલમ ચાલતો હતો. એ લોકોના રાજ પેહેલાં રજપૂત એટલે ક્ષત્રી રાજાઓનું રાજ્ય હતું. એ રજપૂત રાજ્યનો ઇતિહાસ થોડો ઘણો જણાએલોછે માટે હવે પ્રથમ આપણે રજપૂત લોકોના રાજ્યથી ઇતિહાસ શીખવાનો આરંભ કરીએ.

એ રજપૂત રાજાઓની રાજધાની જૂના કાળમાં દ્વારિકામાં હતી. એ શહેર જાદવકુળના કૃષ્ણ નામના રાજાએ મથુરાંથી નાશી આવી વસાવેલું કહેવાયછે. એ ક્ષત્રીઓ જાદવકૂળના કહેવાતા એવું કહેવાયછે કે વારૂણી એટલે તાડોના જેવી કેફ કરવાથી તેઓ માંહોમાંહે લડાઇ કરી કપાઇ મૂઆ. તેમના પછી ઘણાં વર્ષ સુધી ગુજરાતમાં કોણે રાજ્ય કર્યું તે નક્કી જણાયું નથી. પણ વચલા વખતમાં એટલે લગભગ ૧૭૦૦ વર્ષ પહેલાં વલભીપુરના ક્ષત્રીરાજાઓ રાજ્ય કરતા.

**વલભીપુર—એ શેહેરનું ખંડેર ભાવનગરની ઉત્તરે વળા ગામની પાસે આજે પણ છે. વલભીપુરની ગાદીએ ૧૯ રાજા થયા.**

તેમાંના છેલ્લા પાંચ રાજા શિલાદિત્ય નામે ઓળખાતા. તેમાં છેલ્લો શિલાદિત્ય રાજા વેદધર્મી ને શિવમાર્ગી હતો. એ પૈસાની બાબતમાં બહુ કંજૂસ હતો. એ રાજાને સિંધના મલેચ્છ રાજાએ ઇ.સ. ૩૨૯ માં માર્યો ને તે વખતમાં એ શેહેરનું રાજ્ય તૂટયું ને એ શેહેરનો પણ નાશ થયો.

**વલભીપુરનો નાશ**—એ શેહેરનો નાશ થયો તેનાં બે કારણો કહેવાય છે (૧લું) વલ્લભીપુરની પાસે ઇસાવળાના ડુંગર આગળ એક સાધુ પોતાના ચેલા સાથે આવી ઉતર્યો હતો. તે સાધુએ પોતાના ચેલાને વલ્લભીપુર શેહેરમાં ભીખ માગવા મોકલ્યો. પરંતુ ચેલાને કોઇએ જરા જેટલી પણ ભીખ આપી નહીં તેથી પાછો જાતે ભીખ માગવા ગયો ત્યારે પણ એક કુંભારણ સિવાય બીજા કોઇએ ભીખ આપી નહિં, તેથી સાધુને ગુસ્સો ચઢયો ત્યારે તેણે પેલી કુંભારણને ચેતાવીને ગામબહાર કાઢીને પછી પોતે શ્રાપ દીધો કે એ શેહેર ઉંધું વળજો ને ધૂળ મળજો એટલું કહેતાંમાં વલભીપુર દટાઇ ગયું.

( ૨જું )—મારવાડના પાલી શેહેરમાંથી કોઇ કાકુ નામનો એક વેપારી વલ્લભીપુરમાં આવી વસ્યો હતો. તે વેપારીની છોકરી પાસે એક જડાવ કાંસકી હતી. તે કાંસકી એક દિવસે શિલાદિત્ય રાજાની કુંવરીએ દીઠી. તેથી તે કાંસકી લેવાનું મન થયું. અને શિલાદિત્ય રાજાએ તે કાંસકી કાકુ વેપારી પાસે માગી. પણ તેણે આપી નહિં. તેથી રાજાએ જોરજુલમથી લઇ લીધી તેથી કાકુ વેપારીને ગુસ્સો ચઢયો, ને તે ત્યાંથી સિંધના મલેચ્છ રાજાપાસે ગયો; ને તેને એક લાખ સોનાના સિક્કા આપવા કબુલ કરીને વલભીપુર ઉપર

ચઢાઈ કરાવી. તેમાં શિલાદિત્ય હાર્યો ને માર્યો ગયો. ને વલભીપુરનો નાશ થયો. ઇ. સ. ૩૨૯

**પંચાસર**—વલભીપુરનું રાજ્ય તૂટવા પછી ચાવડા રજપૂતોનું રાજ્ય ગુજરાતમાં થયું. તેમની રાજ્યધાની પંચાસર નગરમાં હતી; એ નગર કચ્છના રણ આગળ ઝીંઝુવાડાની પાસે હતું. ત્યાં ચાવડા વંશનો જયશિખર નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજાની પાસે ઘણી દોલત હતી. અને રૈયત પણ સુખી હતી. એની રાણી રૂપસુંદરી ઘણીજ ફુટડી હતી. એજ વખતે કનોજ દેશના કલ્યાણી નગરમાં સોલંકી વંશનો ભુવડ નામે રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો જોરાવર અને બહાદુર હતો. અને તેના દરબારમાં મુખ્ય સોળ જોદ્ધા હતા. એક વખતે એ રાજાના દરબારમાં ગુજરાતથી શંકર નામે કવિ જઇ ચઢયો. તેણે જયશિખરની મોટાઈ તથા બળની, અને ગૂજરાત દેશ ઘણોજ આબાદ તથા ત્યાંની રૈયત ઘણી સારી અને સુખી છે. એવી મોટાઇની વાતો કરી. તે ઉપરથી ભુવડનું મન ગૂજરાત જીતવાનું થયું અને તેણે નીમ લીધો કે હું ગુજરાત જીતું તો ખરો. પછી તેણે પોતાના મોટા સરદાર મીરને ઘણું લશ્કર આપીને મોકલ્યો. મીરને ગુજરાતના સરદાર સુરપાળે હરાવીને પાછો કાઢયો. તેથી ભુવડ જાતે ગુજરાત ઉપર ચઢયો અને જયશિખર સાથે ૫૨ દીવસ સુધી લડાઇ કરી. એ લડાઇમાં જયશિખર હાર્યો ને માર્યો ગયો. ને ગુજરાતનું રાજ્ય ભૂવડને હાથ ગયું.

એ વખતમાં જયશિખરની રાણી રૂપસુંદરી ગર્ભવંતી હતી. તેથી અને જયશિખરે પોતાની હાર થશે એવું જાણ્યું તેથી પોતાની રાણીને તેના ભાઇ સુરપાળ સાથે વનમાં મોકલાવી દીધી કે-

મકે એ બાઇને પુત્ર થશે ને જીવતો રહેશે તો કોઇ દહાડો મારૂં વેર લઈ રાજ્ય પાછું મેળવશે.

**રૂપસુંદરી**—હવે સૂરપાળે પોતાની બેન રૂપસુંદરીને વનમાં મૂકી આવીને જોયું તો પોતાનો બનેવી ગરાયો તથા ગુજરાત ભૂવડને હાથ ગયું એવા સમાચાર જાણી તે પોતાની સ્ત્રી વિમળાદેવી સાથે સોરઠના ડુંગરમાં જઇ રહ્યો. હવે વનમાં રૂપસુંદરીની શી ગત થઇ તે સાંભળો એ રાણીને વનમાં એક ભીલડી મળી તે પોતાને મુકામે તેડી ગઈ અને ત્યાં એ રાણીનું રક્ષણ કર્યું થોડી મુદત પછી રાણીને વૈશાખી પૂનમે એક દીકરો અવતર્યો. એ કુંવર લગભગ ૭ મહિનાનો થવા આવ્યો એટલામાં શીલગુણસુરી નામે એક જતી આવી પોહોંચ્યો તેણે એ કુંવર તથા રાણીને જોઇને કોઇ મોટા ઘરનાં જાણ્યાં અને તેણે બધી હકીકત પૂછી અને હકીકત જાણી રાજી થઇ તે કુંવર વનમાં જનમ્યો માટે વનરાજ નામ પાડ્યું. અને પછી કુંવર તથા રાણીને પોતાને અપાસરે તેડી ગયો. ને વનરાજ મોટો થવા લાગ્યો.

આ વખતમાં સૂરપાળ પણ પોતાની બેન તથા ભાણેજની તપાસમાં હતો તેઓ મળ્યાં. આ વખતે વનરાજ મોટોને સમજણો થયો હતો. તેથી પોતાના મામાની સાથે લુટફાટમાં જવા લાગ્યો. અને ભુવડનું જોર વધારે હોવાથી એ બારચૌદ વરસનો થયો ત્યાં સુધી એને વનમાં ભટકવું પડયું. એવામાં વનરાજને લાગ મળ્યો તે એક ભૂવડે ગૂજરાતની ઉપજ પોતાની કુંવરી મીનળદેવીને આપી હતી. તે બાઇનાં માણસ ખંડણી ઉઘરાવી પુષ્કળ ધન, ઘોડા વગેરે લઇને જતાં હતાં, તેમના ઉપર હુમલો કરીને વનરાજે તે સઘળું

પડાવી લીધું. ને તે પૈસાવડે સરસ્વતિ નદીને તીરે એક સુંદર શેહેર બંધાવ્યું ઇ. સ. ૭૪૬ અને ત્યાં પોતાની રાજધાની કરી.

**અણુહીલપુરપાટણ**—વગડામાં અણુહીલ નામે ભરવાડે વનરાજને સંતાવા તથા આવવા જવાના રસ્તા દેખાડયા હતા તેથી એ ભરવાડનું નામ અમર રાખવા. એ શેહેરનું નામ અણુહીલપુર પાટણ-પડયું. ને એ શેહેરમાં પોતાનાં ઘરડાં માજી રૂપસુંદરી તથા શીલગુણસુરીને માન સહિત આણી રાખ્યાં; ને પોતે રાજચિન્હ ધારણ કરી ગાદીપર બેઠો.

**વનરાજ**—ઈ. સ. ૭૪૬ થી ૮૦૬—૬૦ વરસ રાજ્ય કર્યું એણે ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યું ને પોતાના બાપનું વેર લઈ મોટાઇ મેળવી. વગડામાં જેજે માણસોએ એને મદદ કરી હતી તેમને ગુણ પ્રમાણે પોતાના કારભારી કર્યા ને બીજાઓને જમીન, પૈસા વગેરેની મદદ આપી સુખી કર્યા. એઓમાં ચાંપો નામે વાણીઓ વનમાં વનરાજનો કારભારી હતો તેને પોતાનો પ્રધાન નીમ્યો. અને શ્રીદેવી નામે વાણીઅણે વનરાજની ઘણી બરદાસ લીધી હતી તેથી ગાદીએ બેસતી વખત એ બાઇને હાથે પોતે તિલક કરાવ્યું ને પોતાની બેન ગણી. હાલનું ચાંપાનેર તે એ ચાંપા પ્રધાને વસાવેલું એ પ્રમાણે રાજ્ય કરી રૈયતને સુખી કરી ૧૧૦ વર્ષની ઉમરે મરણ પામ્યો. શાહાબાશછે એની બાહાદૂરીને વનમાં રઝળતાં છતાં પોતે પોતાના બાપનું વેર લઇ રાજ્ય મેળવીને પોતાની રૈયતનું રક્ષણ કીધું. આવા રૂડા રાજાઓને રૈયત પરમેશ્વરની પેઠે પૂજેછે ને જરા પણ વીસરતી નથી.

**યોગરાજ**—વનરાજ પછી એનો દીકરો યોગરાજ ગાદીપર

બેઠો એ પણ એના બાપના જેવો બહાદુર ને ઘણું ભણેલો હતો. એને એક ગ્રંથ બનાવ્યો હતો. ને તીર મારવાનું કામ ઘણી સારી રીતે જાણતો એણે રાજ્ય વધાર્યું ને લોકને સુખી કર્યા. ને એણે ઈ. સ. ૮૦૬ થી ૮૪૨ સુધી ૩૬ વરસ સુધી રાજ્ય કર્યું.

**ક્ષેમરાજ**—યોગરાજના પછી તેનો દીકરો ક્ષેમરાજ ગાદીપર બેઠો. એણે પણ રાજ્યને દોલત વધારીને ઈ. સ. ૮૪૨ થી ઈ. સ. ૮૬૬ સુધી ૨૪ વરસ રાજ્ય કર્યું.

**ભુવડ**—ઇ. સ. ૮૬૬ થી ઈ. સ. ૮૯૫ સુધી ૨૯ વરસ રાજ કર્યું.

**વિરસિંહ**—ભુવડ પછી વિરસિંહે ઇ. સ. ૮૯૫ થી ઇ. સ. ૯૨૦ સુધી ૨૫ વરસ રાજ કર્યું.

**રત્નાદિત્ય**—વિરસિંહ પછી ઇ. સ. ૯૨૦માં રત્નાદિત્ય ગાદીપર બેઠો એ સાચો શુરો ને પરાક્રમિ હતો એ સારા ગુણોને માટે વખણાયો છે એણે ઇ. સ. ૯૩૫ સુધી ૧૫ વરસ રાજ્યકર્યું.

**સામતસિંહ**—એ ચાવડા વંશમાં છેલ્લો રાજા થયો. એનામાં નઠારા ગુણ હતા. અને દારૂ પીવાની ટેવ હતી. એને એના ભાણેજે મારી ગાદી લીધી તેથી વનરાજના વંશની ગાદી સોલંકી વંશમાં ગઇ એ રાજાએ ઇ. સ. ૯૩૫ થી ઇ. સ. ૯૪૨ સુધી સાતવરસ રાજ્ય કર્યું.

આ પ્રમાણે. વનરાજથી માંડીને સામતસિંહ સુધી ચાવડા વંશ ઇ. સ. ૭૪૬થી ઇ. સ. ૯૪૨ સુધી એટલે ૧૯૬ વરસ ચાલ્યો.

---

## સોલંકીવંશ.

**મુળરાજ**—એ સામતસિંહની બેન લીલાદેવીનો છોકરો એકવખત ભુવનાદિત્ય રાજાના છોકરા રાજ, બીજ, ડંડક ત્રણુજણ જાત્રા

સારૂ પ્રભાસપાટણ આવ્યા હતા, તેમણે સાગતસિંહને ત્યાં મુકામ કર્યો એમાં રાજ ઘણો ખૂબસુરત હતો, તેથી લીલાદેવીની પ્રીતિ રાજ સાથે થઇ તેથી સાગતસિંહે લીલાદેવીને રાજસાથે પરણાવી. એ લગ્નથી પુત્ર થયો તે મૂળરાજ. એનો જન્મ મૂળનક્ષત્રમાં થયો માટે એનું નામ મૂળરાજ. એ મોટો થયો ત્યારે એના મામા સાગતસિંહે દારૂના ઘેનમાં મૂળરાજને પોતાની ગાદીનો વારસ કર્યો. પછી શુદ્ધિમાં આવ્યો ત્યારે ના પાડી. તેથી મૂળરાજે પોતાના મામાને મારી ઇ. સ. ૯૪૨ માં ગાદી લીધી. એ ગાદીએ બેઠો તે વખતે ઉત્તરમાંથી અજમેરનો રાજા ચઢી આવ્યો, ને દક્ષિણમાંથી તૈલંગણના રાજાએ પોતાના સરદાર, બાર્પને મોકલ્યો. તેમાં મૂળરાજે અજમેરના રાજાને ધન આપી પાછો વાળ્યો ને બાર્પને હરાવી પાછો કાઢયો. ત્યારપછી સોરઠનો રાજા ગ્રહરીપુ જે જાત્રાળુ લોકોને લુટી લઇ દુઃખ દેતો હતો તેને તથા તેની મદદે કચ્છનો લાખો રાજા આવ્યો હતો તે બેઉને લડાઇમાં હરાવી મારી નાંખ્યા. અને બે ભાગોમાં પોતાની સત્તા બેસાડી. ભરૂચના રાજાને જીત્યો; જૂનાગઢના મંડલીક રાજાને મિત્ર કર્યો; અને પોતાનું રાજ વધાર્યું. એણે મહાદેવના દેરાં ઘણાં બંધાવ્યાં હતાં. અને સિદ્ધપુરમાં રૂદ્રમાળાનું મોટું દેરૂં બંધાવવા માંડયું. પણ એના વખતમાં તે પુરૂં થયું નહિં. એણે પોતાનાં મોસાળીઆંની હત્યા કરેલી તેથી ઘડપણમાં એને બહુ પસ્તાવો થયો. તેથી તે પાપથી છુટવાને ઉત્તરમાંથી ઘણા બ્રાહ્મણોને બોલાવી પૈસા તથા જમીન દાનમાં આપી. હાલના અવદીચ બ્રાહ્મણો તે મૂળરાજના તેડાવેલા કહેવાય છે. એણે ઇ. સ. ૯૯૭ સુધી ૫૫ વરસ રાજ કર્યું.

**ચામુંડ**—એ. ઈ. સ. ૯૯૭માં પોતાના બાપની ગાદીએ બેઠો એણે પોતાના બાપને ભરૂચના રાજાને હરાવી ખુશી કર્યો હતો. એ-ણે તેર વર્ષ અમલ કર્યો. એનાથી અજાણપણામાં પોતાની બેન ચંચળાદેવી સાથે સંભોગ થયો હતો તે પાપનો પસ્તાવો કરતો કાશીએ ગયો; ને ત્યાં મરણ પામ્યો. એને ત્રણ દીકરા હતા. વલ્લભસેન, દુલ્લભસેન, ને નાગરાજ તેમાં વલ્લભસેનને રાજ્ય આપ્યું હતું.

**વલ્લભસેન**—એ દયાળુને સાચું બોલનારો હતો, એ પણ થોડી મુદતમાં શીતળાના રોગથી મરણ પામ્યો.

**દુલ્લભસેન**—વલ્લભસેનને પુત્ર ન હોવાથી એનો ભાઇ દુ-લ્લભસેન ગાદીપર બેઠો. ઈ. સ. ૧૦૧૦ થી ૧૦૩૨ સુધી ૨૨ વરસ રાજ્ય કર્યું એટલા વખતમાં એણે સારી રીતે રાજ કર્યું ને લોકોના સુખને સારૂ તળાવ તથા દેરાં બંધાવ્યાં. એનો પુત્ર મરી ગયો હતો, તેથી એણે પોતાના ભાઈ નાગરાજના કુંવર ભીમદેવને રાજ્ય સોંપ્યું ને પોતે શુકલતીર્થ જઇ રહ્યો.

**ભીમદેવ ૧ લો**—ઇ. સ. ૧૦૨૨ થી ૧૦૭૨ સુધી ૫૦ વરસ રાજ્ય કર્યું એના વખતમાં ઇ. સ. ૧૦૨૪ માં ગીનીનો પ્રખ્યાત પાદશાહ સુલતાન મહમૂદ ગૂજરાતપર ચઢી આવ્યો. તેની સામા પ્રભાસપાટણ આગળ એક લડાઇ લડી કચ્છ ભાગી નાશી કંથકોટ નામે કિલ્લામાં ભરાયો, પછી મહમૂદે સોમનાથનું દેરૂં લૂટયું, મૂર્તિ ભાંગીને તેમાંથી બેસુમાર ધન નીકળ્યું તે લઇ પાછો પોતાને દેશ ગયો. એટલે ભીમદેવે આવી પોતાનું રાજ્ય લીધું. એ ભીમદેવ ચોર પકડવામાં ને અપરાધીઓને સજા કરવામાં ચતુર હતો. સિંધ દેશ જીતી લીધો, એના વખતમાં માળવામાં રાજા ભોજ હતો એને

ભીમદેવ સાથે અણુબનાવ હતો તેથી ભીમે કાશીના રાજા કરણ સાથે મળી જઈ ભોજને હરાવ્યો ને તેનો ભંડાર લૂટી લીધો. પછી ભીમદેવ ઉપર અજમેરના રાજા વિશળદેવે ચડાઇ કરી કારણ કે મુસલમાન જોડે વિશળદેવ લડયો હતો, ત્યારે ભીમદેવ મદદે આવ્યો નહોતો. તેથી વિશળદેવે ભીમદેવને હરાવ્યો. પછી સલાહ થઇ તેમાં ભીમદેવે વિશળદેવને ઘણુંક ધન તથા જે જગ્યાએ લડાઇ થઇ તે જગાએ વિશળનગર વસાવવા દેવાનું કબૂલ કર્યું. એના વખતમાં વિમળશા નામે એક શ્રાવક ઘણો પૈસાદાર હતો તેણે આબુ પર્વતપર જૈન ધર્મનાં દેરાં બંધાવ્યાં છે. ભીમદેવને ક્ષેમરાજ, કરણ, ને મૂળરાજ એ ત્રણ કુંવર હતા. ભીમદેવ રાજ્ય છોડી તીર્થમાં ગયો તેથી તેની સાથે ક્ષેમરાજ ગયો એટલે કરણને રાજ્ય મળ્યું.

કરણ—ઈ. સ. ૧૦૭૨ થી ૧૦૯૪ સુધી ૨૨ વરસ રાજ્ય કર્યું. એણે ધંધુકા, આસાવળ, મહેવાસ વગેરેના કોળી રાજાઓને જીતી રાજ્ય મજબૂત કર્યું, મોઢેરા ગામમાં કરણસાગર નામે તળાવ બંધાવ્યું. ને કરણાવતી નગરી વસાવી. એ રાજા દક્ષિણમાં આવેલી ચંદ્રાવતીના રાજા રાજકેશીની કુંવરી મીનળદેવી સાથે પરણ્યો હતો.

સિદ્ધરાજ જયસિંહ—ઈ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી ૪૯ વરસ રાજ્ય કર્યું. એ ગાદીપર બેઠો ત્યારે નાનો હતો, માટે સમજણો થયો ત્યાં સુધી એની મા મીનળદેવીએ રાજ ચલાવ્યું. એ બાઇએ વીરમગામનું મુનસર તથા ધોળકાનું મલાવ એ બે તળાવ બંધાવ્યાં. એ રાજા ઉપર માળવાનો રાજા યશોવર્મા ચઢી આવ્યો તેને એના વજીરે ધન આપી પાછો કાઢ્યો, તે સિદ્ધરાજને ગમ્યું નહિ. તેથી એણે માળવાપર ચઢાઇ કરી, બાર વરસ સુધી લડી

તે રાજાને કેદ પકડી પાટણ આણ્યો. ને પછી પોતાના મિત્ર પ્રમાણે ગણ્યો. એણે પાટણમાં સહસ્રલિંગ તળાવ ખોદાવીને બંધાવ્યું. તથા રૂદ્રમાળાનું દેરૂં પુરૂં કરાવ્યું. એનો વિવાહ કુંભારને ત્યાં ઉછરેલી રાણકદેવી નામે રાજ કુંવરી સાથે થયો હતો. પણ પરણ્યા પેહેલાં જૂનાગઢનો રાજા ખેંગાર જોર જુલમથી તે બાઇને લઇ જઈ પરણ્યો; તેથી સિદ્ધરાજે તેનાપર ચઢાઇ કરી તેના બે છોકરાને મારી નાંખ્યા ને રાણકદેવીને પકડી આણી; પણ તે બાઇ વઢવાણ આગળ સતી થઇને બળી મૂઇ. સિદ્ધરાજે પોતાનાં રાજમાં લોકોનાં સુખને સારૂ વાવ, કૂવા, તળાવ, ધર્મશાળા, દેરાં વગેરે બંધાવ્યાં હતાં. એણે મુલક ઘણો વધાર્યો ને બંદોબસ્ત પણ સારો રાખ્યો. એનું રાજ્ય સોરઠ, કચ્છ, માળવા વગેરે પ્રાંતમાં હતું. ઉત્તરે આબુની પેલીમેર ને દક્ષિણે કોલાપુરની હદ સુધી હતું. એને છોકરો નહોતો તેથી એના પછી ગાદીપર એના સાવકા કાકા ક્ષેમરાજના છોકરાનો છોકરો ને તેનો છોકરો કુમારપાળ બેઠો.

૮ **કુમારપાળ**—ઈ. સ. ૧૧૪૩ થી ૧૧૭૪ સુધી ૩૧ વરસ રાજ્ય કર્યું. સિદ્ધરાજની મરજી એને ગાદી આપવાની નહતી. તેથી એ સિદ્ધરાજની બીકથી ભટકતો ફરતો હતો. સિદ્ધરાજ મરી ગયા પછી પાટણ આવ્યો. ને એના બનેવી કહાનદેવની તથા બીજા મોટા માણસો ઉદયાનમંત્રી વગેરેની મદદ મળી તેથી એને તમામ સરદારોએ ગાદીએ બેસાડયો. એ વખતે એની ઉમર ૫૦ વરસની થઈ હતી. એને રાજ મળે તો શ્રાવક ધર્મ પાળવો એવું એના મદદ કરનારાઓને વચન આપ્યું હતું તેથી એણે શ્રાવકધર્મ પાળ્યો તેથી એણે શીવ તથા પારસનાથનાં દેરાં બંધાવ્યાં. એના ઉપર

ત્રણજણ ચઢી આવ્યા હતા તેમાં ૧ લો નાગોરનો રાજા આન્ન તેને હરાવી તાબે કર્યો. ૨જો માળવાનો રાજા તેને એના સરદાર આમ્રભટે હરાવી તાબે કર્યો ને ૩ જો કોકણનો રાજા મલ્લિકાર્જુન તેને પણ હરાવ્યો ને રાજ્ય જાળવી રાખ્યું ને સારી રીતે રાજ્ય ચલાવ્યું એને રગતપિતનો રોગ થયો હતો તેથી મરણ પામ્યો. કેટલાક કહે છે કે એના ભત્રિજા અજેપાળે ઝેર દઇને માર્યો.

**૯ અજેપાળ**—ઈ. સ. ૧૧૭૪ થી ૧૧૭૭ સુધી ૩ વરસ રાજ કર્યું. એ કુમારપાળનો ભત્રિજો થાય, એ શિવધર્મ માનતો; તેથી કુમારપાળે જે જૈનદેરાં બાંધ્યાં હતાં, તે તોડી નાંખ્યાં, તથા કેટલાક જૈન સરદારોને માર્યા. એ રાજાના ગહેલના કોઇ પહેરેગી-રે એની છાતીમાં તરવાર ભોંકીને જીવ લીધો.

**બાળમૂળરાજ**—ઈ. સ. ૧૧૭૭ થી ૧૧૭૯ સુધી ૨ વરસ રાજ કર્યું. એ અજેપાળનો દીકરો હતો, એ નાનો હતો તેથી એ-ની મા નાયકી દેવીએ કારભાર ચલાવ્યો. એના વખતમાં મુસલ-માન પાદશાહ શાહબુદીન ઘોરીએ ગુજરાત ઉપર ચઢાઇ કરી, પણ તેને બાળમૂળરાજના કાકા ભોળાભીમે હરાવી પાછો કાઢયો, એ લ-ડાઇ જોવાને નાયેકીદેવી ડુંગરપર બાળરાજાને ખોળામાં લઇ બેઠી હતી; ને સિપાઇઓને હિંમત આપતી હતી.

**૧૧ ભોળોભીમ**—ઇ. સ. ૧૧૭૯ થી ૧૨૪૨ સુધી ૬૩ વ-રસ રાજ કર્યું. એ ચઢાઉ અને અવિચારી હતો તેથી એને ભોળો-ભીમ કહેછે. એને પૃથુરાજ સાથે લડાઇ થઇ કારણ કે આબુના રાજાએ પોતાની કુંવરીનો વિવાહ પૃથુરાજ સાથે કર્યો હતો, પણ તે કુંવરી ભોળાભીમે માગી તેથી આબુના રાજાએ પોતાની કુંવ-

રીને પૃથુરાજને ત્યાં મોકલી દીધી તેથી ભોળાભીમે આબુના રાજાને હરાવ્યો, અને અજમેર જઇ પૃથુરાજના બાપ સોમેશ્વરને હરાવી મારી નાંખ્યો. એથી પૃથુરાજ ગુસ્સે થયો. ને ભોળાભીમ ઉપર ચઢાઈ કરીને હરાવ્યો. એવામાં પૃથુરાજના રાજ્ય ઉપર શાહબુદ્દીનઘોરી ચઢી આવ્યો. તેથી પૃથુરાજ ત્યાં ગયો ને ઘોરી પાદશાહ સાથે લડયો, તેમાં પૃથુરાજ મરાયો ને શાહાબુદ્દીને રાજ જીતી લીધું ને ત્યાં કુતબુદ્દીનને સુબો નીમ્યો. એ કુતબુદ્દીને પછી ગૂજરાતપર ચઢાઇ કરી. ભીમની ફોજને હરાવી મૂલક લૂટયો, ને ગાદીપરથી ઉઠાડી મૂકયો ને ગુજરાતમાં કુતબુદ્દીને પોતાનો સૂબો મૂકયો. પણ કુતબુદ્દીન દિલ્લી ગયો એટલે ભોળાભીમે તે સૂબાને ઉઠાડી પોતાનુ રાજ કબજે કર્યું. પણ એના સરદાર જયતસિંહે ઈ. સ. ૧૨૨૪માં એને ગાદીપરથી ઉઠાડી મૂકયો. તો પણ ફરીથી ભોળાભીમે ત્રણ ચાર વરસમાં તેની પાસેથી રાજ્ય પાછું લીધું ત્યાર પછીના વખતમાં વાઘેલા જાતના લવણ પ્રસાદ નામે એના સરદારે બંડ કરી થોડું રાજ્ય જીતી લીધું ને ધોળકામાં જૂદી રાજધાની કરી.

**૧૨ ત્રિભુવનપાળ**—ઇ. સ. ૧૨૪૨ થી ૧૨૪૪ સુધી બે વરસ રાજ્ય કર્યું એ ઘણો નબળો રાજા હતો. તેથી ધોળકાના વાઘેલા રાજા વિશળ દેવે ઇ. સ. ૧૨૪૪ માં અણહિલવાડપર સ્વારી કરી એને કાઢી મૂકયો ને તે ગુજરાતનો ધણી થયો ત્યારથી સોલંકીવંશ પુરો થયો ને ગુજરાતની ગાદીપર વાઘેલા થયા.

આ પ્રમાણે સોલંકીવંશના રાજાઓએ ઇ. સ. ૯૪૨ થી ઇ. સ. ૧૨૪૪ સુધી એટલે ૩૦૨ વરસ સુધી રાજ્ય કર્યું.

---

## વાઘેલાવંશ.

લવણપ્રસાદ નામે વાઘેલો રજપૂત વાઘેલા ગામમાં રહેતો હતો તેથી એ વંશનું નામ વાઘેલાવંશ પડ્યું. એ લવણપ્રસાદ ભોળા-ભીમનો પ્રધાન હતો. તેણે બંડ કરી જૂદું રાજ્ય સ્થાપ્યું. તેનો છોકરો વીરધવળ નામે હતો તે ઘણો પરાક્રમી હતો તેથી તેણે રાજ્યનો વધારો કર્યો. અને એના પ્રધાન વસ્તુપાળ તથા તેજપાળ નામે બે ભાઇ હતા તેમણે પણ રાજ્યનો વધારો કરી આપ્યો. એ રાજા ઇ. સ. ૧૨૪૦ માં મરણ પામ્યો ને એનો છોકરો વિશળદેવ ગાદીએ બેઠો.

૧ **વિશળદેવ**—ગુજરાતની ગાદીપર ઇ. સ. ૧૨૪૪થી ૧૨૬૨ સુધી ૧૮ વરસ રાજ કર્યું એના બાપદાદા ધોળકામાં રાજ્ય કરતા હતા. પણ એણે ત્રિભુવનપાળને હરાવી ગુજરાતની ગાદી લીધી એને કર્ણાટકના રાજાની કુંવરી વરી હતી એણે વીશનગરને વીજાપુર બે શહેર વશાવ્યાં ને ડભોઇનો કિલ્લો બાંધ્યો.

૨ **અર્જુનદેવ**—એના પછી અર્જુનદેવે ઇ. સ. ૧૨૬૨ થી ૧૨૭૫ સુધી ૧૩ વરસ રાજ્ય કર્યું ને તેના પછી સારંગદેવે ઇ. સ. ૧૨૭૫ થી ૧૨૭૯ સુધી ૪ વરસ રાજ્ય કર્યું.

૪ **કરણઘેલો**—ઇ. સ. ૧૨૭૯ થી ૧૩૦૪ સુધી ૨૫ વરસ રાજ્ય કર્યું એની સત્તા આખા ગુજરાતપર હતી, પણ મુસલમાન પાદશાહોની બીક ન રાખી ને મોજમજામાં પડ્યો. ને એના ભોગ મળ્યા તેથી દુષ્ટ બુદ્ધિ થઇ.

કરણઘેલાના પ્રધાન માધવ અને કેશવ નામે બે ભાઇ હતા. તેમાં માધવની સ્ત્રી ઘણી રૂપાળી હતી તે કરણે લઇ લીધી ને કે-

શત્રને મારી નાંખ્યો. તેથી માધવ ક્રોધે ભરાઇ દિલ્લીના અલ્લાઉદ્દીન પાદશાહ પાશે ગયો ને તેને કેટલીક ભેટો આપી તથા તેને ઉશ્કેરી લડાઇની યુક્તિ ? બતાવી. ચઢાઈ કરવા ઉશ્કેર્યો ને ગુજરાતપર ચઢાઈ કરાવી અલ્લાઉદ્દીને પોતાના ભાઇ અલીફખાં તથા વજીર નસરતખાંને મોકલ્યા. કરણઘેલો હારી દક્ષિણમાં નાશી ગયો ને મુસલમાનો ગુજરાતના ધણી થયા. મુસલમાનોએ ખેતર, ગામ, ને શહેરો લૂટયાં દેવદેરાં તોડયાં. ને કરણરાજાની રાણીને પકડી દિલ્લી લઈ ગયા. તેમાં કમળાદેવી અલ્લાઉદ્દીનની માનીતી બેગમ થઇ ને પોતાની છોકરી દીવાળીદેવી જે કરણરાજાની સાથે દક્ષિણમાં હતી તેને લેવા સારૂ પાદશાહનું લશ્કર મોકલ્યું ને તેને પકડી લાવ્યા ને અલ્લાઉદ્દીનના શાહજાદા જોડે પરણાવી. ધિક્કારછે એવી માને, હવે કરણરાજા દુ:ખનો માર્યો રખડી રખડી મરી ગયો. એના પાપનું ફળ એને મળ્યું. ગુજરાતમાં રજપૂત રાજ્ય પુરૂં થયું ને ગુજરાતનું આવી બન્યું. રજપૂત રાજાના વખતમાં દેશ આબાદ હતો, લોક સુખી હતા વેપાર, રોજગાર સારો ચાલતો અને લોકો ધર્મિષ્ઠ હતા આ પ્રમાણે વાઘેલાવંશ પુરો થયો એટલે વાઘેલા રાજાઓએ ઇ. સ. ૧૨૪૪ થી ઇ. સ. ૧૩૦૪ સુધી ૬૦ વરસ અમલ કર્યો.

આ કરણ રાજાના પ્રધાન માધવે જે કામ કર્યું તેને માટે આપણે માધવને ઘણોજ ઠપકો દેવો પડેછે કેમકે એણે દીલ્લી જઇ અલ્લાઉદ્દીન પાદશાહને લાવ્યો તેના કરતાં પોતેજ બીજા સરદારો તથા લશ્કરોને પોતાના પક્ષમાં લઇ કરણ પાસેથી રાજ્ય લઇ લીધું હોત ને પોતેજ રાજનો ધણી થયો હોત તો કેવું સારૂં. કે પોતાની ભલી રૈયતને જે જે દુખ વેઠવાં પડયાં તથા અસલી ઇ-

મારતોને જમીન દોલત કરી. હિંદુ રાજાની રાણી મુસલમાનને હાથ ગઇ, અને દેશ પાયમાલ થઇ ગયો. તે વખત ન આવત. પણ ઇ-શ્વરની અકળ ગતિછે !!! હે પ્રભુ પરમકૃપાળુ રાણીજીનું રાજ તપો જેથી મુસલમાની રાજ્ય જેવો વખત ન આવે.

જેમ ઇંગ્રેજ રાજ કર્ત્તાઓ તરફ હિંદુસ્થાનની પ્રજાને ભક્તિ-ભાવથી જુએછે. તેજ પ્રમાણે રાજ કર્ત્તાઓએ પોતાની રાંક અને રૂડી પ્રજાને વીશરવી ન જોઇએ. તથાસ્તુ.

---

## રજપુત રાજાઓની વંશાવળી.

### ચાવડાવંશ.

| રાજાનું નામ. | ગાદીપર બેઠો. | ઉઠયો. | રાજ્ય કર્યું. |
|---|---|---|---|
| ૧ વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| ૨ યોગરાજ | ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ૩ ક્ષેમરાજ | ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ૪ ભૂવડ | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| ૫ વિરસિંહ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| ૬ રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| ૭ સામતસિંહ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

### સોલંકીવંશ.

| | | | |
|---|---|---|---|
| ૧ મૂળરાજ | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ૨ ચામુંડ | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| ૩ વલ્લભસેન | ૧૦૧૦ | ૧૦૧૦ | થોડામાસ |

| | | | |
|---|---|---|---|
| ૪ દુર્લભસેન | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ૫ ભીમદેવ ૧ લો | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| ૬ કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| ૭ સિદ્ધરાજ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| ૮ કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| ૯ અજેપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| ૧૦ બાળમૂળરાજ | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ૧૧ ભીમદેવ ૨ જો | ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩ |
| ૧૨ ત્રિભુવનપાળ | ૧૨૪૨ | ૧૨૪૪ | ૨ |

## વાઘેલાવંશ.

### ધોલકાની ગાદીપર.

લવણપ્રસાદ
વિરધવળ
વિશળદેવ

### પાટણની ગાદીપર.

| | | | |
|---|---|---|---|
| ૧ વિશળદેવ | ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮ |
| ૨ અર્જુનદેવ | ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩ |
| ૩ સારંગદેવ | ૧૨૭૫ | ૧૨૭૯ | ૪ |
| ૪ કરણઘેલો | ૧૨૭૯ | ૧૩૦૪ | ૨૫ |

ઉપર પ્રમાણે વનરાજથી માંડી એ સઘળા રજપૂત રાજાઓના વખતમાં તેમની રાજધાનીનું શહેર અણહિલપુર પાટણ હતું.



# मुंबइ इलाकानी भूगोळनो सार.



(ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગ સારૂ)

## મુંબઇ ઇલાકાની સીમા.

મુંબઇ ઇલાકો હિંદુસ્તાનની પશ્ચિમ દિશાએ આવેલોછે. એ ઇલાકાનો વિસ્તાર ૧૦૫૦ માઇલછે એ ઇલાકાની વાવ્યખૂણે બલુચિસ્તાન, ઉત્તર દિશાએ પંજાબ અને ઇશાન ખૂણે રજપુતસ્થાન છે; પૂર્વ દિશાએ મધ્ય હિંદુસ્તાનના દેશી સંસ્થાનો તથા મધ્ય પ્રાંતછે, અને અગ્નિખૂણે નિજામનો મૂલક, દક્ષિણે મદ્રાસ ઇલાકો તથા મહિસુર અને પશ્ચિમે અરબી સમુદ્રછે એ ઇલાકાની રાજધાની મુંબઇ શહેર છે.

**મુખ્ય નદીઓ**—સિંધુ એ સિંધપ્રાંતમાં સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા અને તાપી વગેરે ગુજરાત પ્રાંતમાંછે, ગોદાવરી, ભીમા, નીરા, સીના અને કૃષ્ણા એ દક્ષિણમાંછે. સિંધુ ટીબેટમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે, સાબરમતી અરવલીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. મહી એ માળવાના પાહાડોમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે, નર્મદા તથા તાપી સાતપુડાના પહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે. ગોદાવરી એ નાસીક આગળથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળેછે, કૃષ્ણા એ મહાબળેશ્વર આગળથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળેછે.

**મુખ્ય પર્વતો**—સહ્યાદ્રી, એ પર્વતનું બીજુ નામ પશ્ચિમઘાટ કરીનછે, એ દક્ષિણ તથા કોકણને જુદું પાડેછે, બીજો પર્વત સાતપુડા-

લોછે એ ઘનદાર અને ખાનદેશની વચ્ચે, તથા તાપી અને નર્મદા નદીઓની વચ્ચે આવેલોછે. હાલાનો પર્વત સિંધ ને બલુચિસ્તાનની વચ્ચેછે તેમજ ગીરનાર, શેત્રુંજો, પાવાગઢ વગેરે ડુંગરા ગુજરાતમાં છે.

**મુખ્ય અખાત**—ખંભાતનો અખાત તથા કચ્છનો અખાત છે, ખંભાતનો અખાત ગુજરાતને કાઠીઆવાડની વચ્ચેછે ને કચ્છનો અખાત કાઠીઆવાડ ને કચ્છ પ્રાંતની વચ્ચેછે.

**મુંબઇ ઇલાકાની મુખ્ય નદીઓ ઉપર આવેલા શહેરો.**

**સિંધુ**—કરાંચી, ઠઠ્ઠા, હૈદરાબાદ, સકર, બકર, અમરકોટ, મિઠુનકોટ, લાડખાના વગેરે.

**સાબરમતી**—અમદાવાદ, સાદરા અને પેથાપૂર.

**બનાસ**—રાધનપોર, ડીસા.

**સરસ્વતી**—પાટણ, સિદ્ધપુર.

**વાત્રક**—ખેડા, મહેમદાવાદ.

**શેઢી**—ડાકોર, અને ખેડા.

**વિશ્વામિત્રી**—વડોદરા.

**મહી**—ખંભાત અને લુણાવાડા.

**નર્મદા**—ભરૂચ, ચાણોદ કન્યાળી.

**તાપી**—સુરત, બુરાનપુર, રાંદેર.

**દમણગંગા**—દમણ એમાં ફીરંગીનું રાજ છે.

**આજી**—રાજકોટ.

**ગોદાવરી**—નાસીક, પેઠણ અને આરંગાબાદ.

**ભીમા**—પંઢરપૂર જાત્રાનું ઠેકાણું છે.

**કૃષ્ણા**—જમખંડી અને કમળાપૂર.

**સિના—અહમદનગર.**

રેતીના રણમાં સિંધમાં થરપારકરનું, ને કચ્છનું કચ્છ પ્રાં-
તને અમદાવાદ જીલ્લો તથા પાલણપોર એજન્સિ વચ્ચે છે.

મુંબઇ ઇલાકાના પાંચ પ્રાંત છે. ૧ ગુજરાત. ૨ કચ્છ. ૩ સિંધ. ૪ મહારાષ્ટ્ર. ૫ દક્ષિણમહારાષ્ટ્ર.

## ગુજરાત પ્રાંતના ૧૩ ભાગ છે.

| ભાગનું નામ. | તેમાંનું મૂખ્ય શાહેર. |
|---|---|
| ૧ સુરત જીલ્લો | સુરત તાપી નદી ઉપર |
| ૨ ભરૂચ જીલ્લો | ભરૂચ નર્મદા નદી ઉપર |
| ૩ ખેડા જીલ્લો | ખેડા વાત્રકને શેઢીના સંગમઉપર |
| ૪ પંચમહાલ જીલ્લો | ગોધરા અને દાહોદ |
| ૫ અમદાવાદ જીલ્લો | અમદાવાદ સાબરમતી નદી ઉપર |
| ૬ કાઠીઆવાડ એજન્સિ* | રાજકોટ આજી નદીઉપર |
| ૭ પાલણપુર એજન્સિ | પાલણપુર અને ડીસા |
| ૮ મહીકાંઠા એજન્સિ | સાદરા અને ઇડર |
| ૯ રેવાકાંઠા એજન્સિ | નાંદોદ, બારીઆ, અને લુણાવાડા |
| ૧૦ ગાયકવાડનો મુલક | વડોદરા |
| ૧૧ ખંભાત સંસ્થાન | ખંભાત |
| ૧૨ પંચમાહાલ એજન્સિ | નારૂકોટ |
| ૧૩ સુરત એજન્સિ | વાંસદા, ધરમપુર અને સચીન |

પાંચ જીલ્લા તે ખુદ ઇંગ્રેજ સરકારના છે અને તે દરેકમાં

* પોલીટીકલ એજંટના અધીકાર હેઠળ જે દેશી રાજ્યો છે તેને એજન્સિ કહે છે.

ઉપરી હાકેમ તે જીલ્લાનો કલેક્ટર કહેવાય છે, એજાન્સમાં નાના મોટા ઘણા દેશી રાજાઓ રાજ્ય કરે છે અને તેઓ માંહો માંહે લડે નહીં તે માટે તેમજ તેગની પાસે ખંડણી ઉઘરાવવા વગેરે કામ સારૂ ઇંગ્રેજ સરકાર તરફથી ત્યાં વડો હાકેમ જેને પોલિટિકલ એજન્ટ કહેછે, તે રાખવામાં આવેછે. વડોદરાનું સંસ્થાન મોટુ છે, ત્યાં રેસિડેન્ટ રહેછે અને તે મુંબઇ ઇલાકાના ગવર્નરના તાબામાં નહી પણ છેક ગવર્નર જનરલના તાબામાં છે.

ખંભાતનું સંસ્થાન નાનુંછે અને તેનો રેસિડેન્ટ ખેડાનો કલેક્ટરજછે, તેમ સુરત એજન્સિમાં ફકત ત્રણજ રાજ્યછે માટે તેનો પોલિટિકલ એજન્ટ સુરત જીલ્લાનો કલેક્ટરજછે.

## સુરત જીલ્લો એમાં ૮ તાલુકાછે તેના નામ નીચે મુજબ.

તાલુકા. મોટા ગામો.

૧ પારડી—બાલદાપારડી, બગવાડા, કુંતા, ઉદવાડા, કોલક અને ઉમરસાડી.

૨ વલસાડ—બલેલી, માલવણ, ઉંડાચ, બીધરી, કોસંબા અને હરીઆ.

૩ ચીખલી—દેગામ, ખેરગામ, આલીપૂર અને ગણદેવા.

૪ જલાલપોર—મટવાડ, અબ્રામા, અગલસાડ, કછોલી, આટ, ખરસાડ, અષ્ટગામ, પનાર અને સીસોદ્રા.

૫ બારડોલી—બારડોલી, કડોદ, વાલોડ, સરભોણ, મોતા, વરાડ, બુહારી, દેગામ, વાંકાનેર અને કસવાવ.

૬ માંડવી—બહુધાન, ધંટોલી અને તડકેશ્વર.

૭ ચોરાશી—કતારગામ, ભાઠા, ઉમરા, દેલવાડા, અડાજણ,

તલંગપોર અને કુંભારીઆ.

૮ ઓરપાડ—કુડસદ, ભગવા, ડાંડી, સુંહાળી, અમરોલી, ક્રોસાડ અને વરાછા.

એવા આઠ તાલુકાછે દરેક તાલુકામાં તે નામનો મોટો કસ્બો છે ચોરાશીમાં સુરત શેહેરછે એ જીલ્લાગાં કુલ ૭૮૨ ગામછે. મોટામાં મોટી નદી તાપીછે. વલસાડ તાલુકામાં ફક્ત એક પારનેરાનો ડુંગરછે તેમજ તે તાલુકાના ધરાસણા ગામે મીઠું પકાવામાં આવે છે, નાની ખાડીઓ ઘણીછે આ જીલ્લાના ઉત્તર ભાગમાં કપાસ, ઘઉ, જુવાર વગેરે તુલ્ સ થાયછે અને દક્ષિણ ભાગમાં ડાંગર તથા સેરડી થાયછે.

**ભરૂચ જીલ્લો–એમાં પાંચ તાલુકાછે તેના નામ નીચે મુજબ**

| તાલુકો. | મોટાગામો. |
|---|---|

૧ ભરૂચ—સુકલતીર્થ, ઝાડેશ્વર, નીકોરા, શાહબાદ, ઝનોર, ટંકારીઆ, અને પારખેત.

૨ અંકલેશ્વર—હાંસોટ, દીવા, માંડવા, ભુજર્ગ, ઇલાવ, કતપુર અને સીસોદ્રા.

૩ વાગરા—દેહેજબારા, ગંધાર, વિલાયત અને લખીગામ.

૪ આમોદ—કેરવાડા, માતર, સરભોણ, ઇખર, રોજા અને ટંકારીઆ.

૫ જંબુસર—ટંકારીઆ, દેગામ, ગજરા, કાવી, વેડચ અને સારોદ.

એ ભરૂચ જીલ્લામાં કપાસ ઘણો પાકે છે ને જમીન. સપાટ છે મોટી નદી નર્મદા છે, નર્મદાને કાંઠે ભરૂચ મોટું શેહેર છે તથા શુક્લતીર્થને ભાડભુત એ જાત્રાના ઠેકાણા છે નર્મદાના મોંઢામાં

તંબાકુ ઘણો પાકે છે એ જીલ્લામાં અંકલેશ્વર તાલુકો મોટો હોવાથી હાંસોટમાં પેટા માહાલ છે કુલ ગામ ૪૦૫ છે. ભરૂચ શેહેરમાં કપાસ પીલવાના તથા લુગડાં વણવાનાં મોટાં કારખાનાં છે.

### ૩ ખેડા જીલ્લો એમાં સાત તાલુકા છે તેનાં નામ.

**તાલુકા.** **મોટાગામ.**

૧ કપડવણજ—આંત્રોલી, કઠલાલ. છીપડી, તોરણા અને લસુંદ્રા.

૨ ઠાસરા—ડાકોર, જનોડ, પડાળ અને કાલસર.

૩ નડિઆદ—અલીણા, ચુગેલ, મોહોલેલ, ઉતરસંડા, ચકલાસી, નરસંડા, ડભાણ અને વડતાલ.

૪ મેહેમદાવાદ—સિંહુંન, મહીજ, સરસાવણી, કનીજ અને ફુદણ.

૫ માતર—માતર, રહુ, લિંબાશી, અને ત્રાજ.

૬ આણંદ—ઉમરેઠ, આણંદ, નાપાડ, કરમસદ, ઓડ, સારસા ચિખોદ્રા, થામણા અને સડલપૂર, ભોરીઆવી, સાંગરખા.

૭ બોરસદ—આંકલાવ, ભેટાસી. વીરસદ, અલારસા, રાસ, દાવોલ, દેહેવાણ, ચુઆવ અને પીપલાવ.

એવા સાત તાલુકા છે અને એજ નામનો દરેક તાલુકામાં મોટો કસ્બો છે તથા તે ઉપરાંત ખેડા, મહુધા અને ઉમરેઠ એ મોટા કસ્બા છે કુલ ગામ ૫૭૧ છે એ જીલ્લામાં ખેતી સારી થાય છે મોટી નદી મહી છે. બાજરી અને તમાકુ પુષ્કળ પાકે છે. ડાકોર અને વડતાલ એ જાત્રાના ઠેકાણા છે એ જીલ્લાના આણંદ કસ્બાથી રેલવેની એક ગાડી અમદાવાદ તરફ ઉત્તરે, એક ડાકોર, ગોધરા તરફ ઉગમણે એક વડોદરા, ભરૂચ તરફ દક્ષિણે અને એક પેટલાદ. ખંભાત તરફ આથમણે જાય છે.

## ૪ અમદાવાદ જીલ્લો એમાં ૭ તાલુકા છે તેના નામ નીચે મુજબ.

**તાલુકા.** **મોટા ગામો.**

૧ **પ્રાંતીજ**—મોડાસા, ચોરાણુ, ગાબટ, ધનસુરા, ચોઈલા અને દેહગામ.

૨ **વીરમગામ**—દેત્રોજ, ઓગાણુ, ગોરૈયા, રામપુરા, અને સીતાપુર.

૩ **ધોલકા**—બાવળા, ચલોડા, ગાંગડ, બદરખા, સરોડા અને વૌડા.

૪ **દસક્રોઈ**—અમદાવાદ, ઉવારસદ, વટવા, કુહા, નરોડા, બારેજા અને જેતલપુર.

૫ **ધંધુકા**—ધોલેરા, બરવાલા. રાનપુર, ખસ અને ગાંફ.

૬ **ઘોઘા**—ઘોઘા, વાલુકડ અને કમલેજ.

૭ **સાણંદ**—સાણંદ. સરખેજ, ગોધાવી, ચોરવડોદરા, કાસીંદ્રા વિસલપુર અને મોડાસા.

એમાં ઘોઘાને મોડાસા પેટા મહાલછે દસક્રોઇ તાલુકામાં અમમદાવાદ મોટું શહેરછે કુલ ગામ ૮૫૩ છે.

અમદાવાદ શહેરમાં રેશમ, સુતર અને કસબના લુગડાં વણુવાના પુષ્કળ કારખાનાં છે. ૩ અને ધાન્ય મુંબાઇ ખાતે ઘણું ચડેછે સાબરમતી નદીછે. ધોલેરા બંદરથી ૩ ચઢેછે. અને ખારાઘોડા આગળ મીઠું પાકેછે.

## ૫ પંચમાહાલ જીલ્લો એમાં ત્રણ તાલુકાછે તેના નામ.

**તાલુકા.** **મોટા ગામ.**

૧ **ગોધરા**—ગોધરા અને શેહેરા.

**૨ કાલોલ**—કાલોલ, હાલોલ અને વેજલપુર.

**૩ દાહોદ**—દાહોદ અને ઝાલોદ.

એમાં ઝાલોદ, હાલોલ પેટા મહાલછે, પંચમહાલ આગળ સિંધીઆ સરકારને તાબે હતો પણ થોડા વરસમાં થયાં અંગ્રેજ સરકારને મલ્યોછે. ૯૭૫ ગામછે પાવાગઢનો ડુંગર બેહજાર ફુટ ઉંચો છે એ જીલ્લામાં તલ અને મહુડાં પુષ્કળ પાકેછે.

**૬ કાઠીઆવાડ એજન્સિ**—એમાં જુનાગઢના નબાબ, નવાનગરના જામ, ભાવનગરના રાવળ અને ધ્રાંગધ્રાના રાજ એ પહેલા વર્ગના રાજાછે અને મોરબી, વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીમડી, રાજકોટ, ગોંડળ, વઢવાણ, જાફરાબાદ, પોરબંદર એ બીજા વર્ગના રાજ્ય છે એ ઉપરાંત નાના રાજ્ય ઘણા છે ગીરનાર અને શેત્રુંજય એ ડુંગર પ્રખ્યાત છે અને ભાદર મોટી નદી છે બાજરો અને કપાસ કાઠીઆવાડમાં ઘણો પાકે છે, દ્વારકા, સોમનાથ કે પ્રભાસપાટણ ને પાલીતાણા એ જાત્રાના ઠેકાણા છે, પાલીતાણા શ્રાવકલોકનું છે. પોરબંદર, વેરાવળ, મહુવા, તળાજા, ભાવનગર, ઘોઘા વગેરે બંદરો છે. કાઠીઆવાડ ને આગળ સોરઠ કહેતા એના ઝાલાવાડ; ગોહલવાડ, સોરઠ ને હાલાર એવા ચાર પ્રાંત છે અને દરેકમાં વઢવાણ, સોનગઢ, માણેકવાડા, ને રાજકોટ અનુક્રમે આસીસ્ટંટ પોલીટિકલ એજંટની સ્વારીનું મુખ્ય સ્થળ છે.

**૭ પાલણપુર એજનન્સિ**—એમાં બનાસ અને સરસ્વતી નદી છે. ડાંગર અને શેરડી પાકે છે, રાધણપૂરમાં રૂ પાકે છે એમાં પાલણપુર, રાધનપુર, વારાઇ, તેરવાડા એ મુસલમાની સંસ્થાન છે. થરાદ, વાવ, સુઇગામ, દેવદર વગેરે રજપૂત સંસ્થાન છે, અને

ભાભર, કાંક્રેજ કાણીના સંસ્થાન છે. પાલણપુર સંસ્થાનમાં ડીસા છે. ત્યાં ઇંગ્રેજ સરકારના લશ્કરની છાવણી છે.

**૮ મહીકાંઠા એજન્સિ**—એનો પોલીટિકલ એજન્ટ સાદરામાં રહે છે ઇડરનું મોટું રાજ્ય છે. દાંતા માલપુર, મોહનપુર, માણુસા, ઘોડાસર વગેરે નાના રાજ્ય છે ઇડરના રાજા જોધપુરના રાજાના કુટુંબી છે. અહમદનગર વગેરે મોટા ગામ છે. સાબરમતી નદી છે. અંબાજી, બહુચરાજી વગેરે જાત્રાના ઠેકાણા છે. બાજરી ઘઉં વગેરે પાકે છે.

**૯ રેવાકાંઠા એજન્સિ**—આ એજનન્સિની જમીન ટેકરાવાળી પહાડી ને જંગલ વાળી છે. રાજપીપળાનો પર્વત છે. મહી નર્મદા ઢાઢર વગેરે નદી છે, એનો પોલિટિકલ એજન્ટ વડોદરા કાંપમાં રહે છે. રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ એ પાંચ રજપૂત સંસ્થાન અને વાડાસીનોરનું મુસલમાની સંસ્થાન એમા છે એ ઉપરાંત નાના રાજ્યો છે, રાજપીપળા એટલે નાંદોદના સંસ્થાનમાં ઇમારતી લાકડાં પુષ્કળ થાય છે અને તેનો વેપાર સારો ચાલે છે.

**૧૦ ગાયકવાડ સંસ્થાન**—એમાં વડોદરા મુખ્ય શેહેર છે, રેસિડેન્ટ તથા લશ્કરની કાંપ ત્યાંજ છે એમાં વડોદરા, નવસારી, કડી ને અમરેલી એવા ચાર પ્રાંત છે.

વડોદરા પ્રાંતમાં વડોદરા, સાવલી, પેટલાદ, ડભોઇ, ચાણોદ વગેરે તાલુકા છે. નવસારી પ્રાંતમાં નવસારી, ગણદેવી, પલસાણા, કઠોર, સોનગઢ, મહુવા વગરે તાલુકા છે. કડીપ્રાંતમાં કડી, પાટણ, સિદ્ધપુર, મેસાણા વગરે છે. અમરેલી પ્રાંતમાં અમરેલી ને દારકા છે તે કાઠીઆવાડમાં છે. મુંબઈ ઇલાકના દેશી રાજ્યોમાં એ સર્વથી મોટું છે એમાં મરાઠા જાતના હિંદુ રાજાનું રાજ છે.

**૧૧ ખંભાતનું સંસ્થાન**—તેમાં ખંભાત મહી નદીના મુખ આગળ છે તેમાં નવાબનું રાજ્ય છે.

**૧૨ પંચમહાલ એજન્સિ**—પંચમહાલના કલેકટરના તાબા તળે છે એમાં કોળી અને નાયકા લોક વસે છે એના વેપારની જણસ ઇમારતી લાકડા ફકત છે.

**૧૩ સુરત એજન્સિ**—એમાં વાંસદા ને ધરમપુર એ રજપૂત રાજ્ય છે, ને સચીનમાં નવાબ છે, ધરમપુર અને વાંસદા તરફ ડાંગર ઘણી પાકે છે. ધરમપુરને રામનગર પણ કહે છે, ધરમપોર વલસાડ સ્ટેશનથી અને વાંસદા બીલીમોરા સ્ટેશનથી ચીખલી રહી જવાય છે.

## ગુજરાત પ્રાંતનુ મુખ્ય વર્ણન.

**શેહેરો**—સુરત-ભરૂચ, નડીઆદ-વડોદરા, અમદાવાદ-રાજકોટ, ભાવનગર વગરે.

**નદીઓ**—તાપી, નર્મદા, સાબરમતી, મહી, ભાદર વગરે.

**પર્વત**—ગીરનાર, શેત્રુંજય, પાવાગઢ વગરે.

**જીલ્લા**—સુરત-ભરૂચ, ખેડા, પંચમહાલ અને અમદાવાદ.

**એજન્સિ**—કાઠીઆવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા પંચમહાલ અને સુરત.

**સંસ્થાનો**—વડોદરા ને ખંભાત, તેમજ દરેક એજન્સિમાના મોટા નાના સર્વે.

**બંદર**—વલસાડ-સુરત-ટંકારી, ખંભાત, ધોલેરા ઘોઘા, ભાવનગર, મહુવા, વેરાવળ. પોરબંદર, દ્વારકા,

**મીઠાબંદર**—ખારાઘોડા ને ખારાઘોડા.

## કચ્છપ્રાંત.

કચ્છના રાજાને રાવ કહે છે ને જ્ઞાતે જાડેજા રજપૂત છે તે ભુજમાં રહે છે તથા પોલિટિકલ એજંટ પણ ત્યાંજ રહે છે. બાજરી જુવાર, મઠ વગેરે પાકે છે માંડવી, મુંદરા, લખપત, જખૌ અને તણા એ બંદર છે. મોટા કસ્બામાં ભૂજ ને માંડવી ઉપરાંત અંજાર, રાપર, નળિયા, કંથકોટ વગેરે છે. કચ્છના રાજ્યના આઠ ભાગ કર્યા છે, ને દરેકમાં મુનસફ રહે છે. એ રાજ્યમાં ૮ કસ્બાને ૮૮૯ ગામ છે એમાં ઉત્તરધાર, મધ્ય ધાર, માવા એ ડુંગરાની હારો છે કાળો નામે સર્વથી ઉંચો ડુંગર છે.

## સિંધપ્રાંત.

એમાં સિંધુ નામે મોટી નદી છે, ને કરાંચી મોટું બંદર છે. ખેતરોમાં પાણી પૂરૂં પાડવા નેહેરો ઘણી ખોદેલી છે. એના પૂર્વ ભાગમાં રણ છે ને પશ્ચિમે હાલા, સુલેમાન પર્વત છે. સિંધમાં ખેતીને ચારો સારો થાય છે. હૈદરાબાદને રસ્તે કરાંચીથી કોટ્રી સુધી રેલવે છે. અને સિંધુ નદીમાં મુલતાન સુધી આગબોટ ચાલે છે. સિંધના મુખ્ય હાકેમને કમિશ્નર કહે છે. તેના તાબામાં શિકારપુર હૈદરાબાદ અને કરાંચી એ ત્રણ રસાળ જીલ્લા છે.

### સિંધના ભાગોનાં નામ.

| ભાગ. | શેહેર. |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકબાબાદ |
| ૨ હૈદરાબાદ જીલ્લો | હૈદરાબાદ |
| ૪ કરાંચી જીલ્લો | કરાંચી એ બંદરછે |
| ૫ થરપારકર | ઉમરકોટ |

૬ ખૈરપુરસંસ્થાન ખૈરપુર

ખૈરપુર એ દેશી મુસલમાની રાજ્ય છે. સિકારપુર ને સક્કર એ બે શહેર વેપારને માટે પ્રખ્યાત છે ડાંગર, જુવાર બાજરી તમાકુ, રૂ વગેરે નીપજે છે.

## મહારાષ્ટ્ર.

મહારાષ્ટ્રના કોકણ અને દક્ષિણ એવા બે ભાગ છે કોકણ પ્રાંત સહ્યાદ્રિ એટલે ઘાટ નામે પર્વતની હાર અને દરિયા વચ્ચે સાંકડી પટો જેવો દમણ અને ગોવાના વચલા ભાગે આવેલો છે. એ પ્રાંતમાં હરવર્ષે વરસાદ સારો પડે છે એટલે લીલોતરીવાળો પ્રાંત છે. ડાંગર ને શેરડી ઘણી પાકે છે. નાળિએરીની વાડીઓ ઘણી દેખાય છે.

### કોકણ પ્રાંતના ભાગ વગેરે.

| | |
|---|---|
| ૧ થાણા જીલ્લો | થાણા |
| ૨ જવ્હાર સંસ્થાન | જવાર |
| ૩ કોલાબા જીલ્લો | અલિબાગ |
| ૪ જંજિરાસંસ્થાન | જંજીરા |
| ૫ રત્નાગિરીજીલ્લો | રત્નાગિરી |
| ૬ સાવંતવાડી સંસ્થાન | સાવંતવાડી |

જવારમાં કોળી રાજા છે, જંજિરામાં નવાબ હબસી છે અને સાવંતવાડી સંસ્થાન ભોંસલે કુલના ગરાડા સરદારનું છે. કોકણ પ્રાંતમાં ડાણુ,વરાઇ, મુંબાઇ. કારવાડ, રત્નાગીરી, એવા વગેરે મોટા બંદર છે.

### દક્ષિણ પ્રાંત.

એની પશ્ચિમે પશ્ચિમઘાટ અને કોકણ, પૂર્વે નિઝામનું રાજ્ય,

ઉત્તરે માળવા અને દક્ષિણે દક્ષિણમહારાષ્ટ્ર છે.

ગોદાવરી, તાપી. કૃષ્ણા વગરે નદી એમાં છે. નાશીક અને પં-ઢરપુર એ બે જાત્રાનાં ઠેકાણાં છે ધુળીઆ, નાશિક, પુણા, સતારા, અહમદનગર, સોલાપુર એ મોટા શેહેરો એ પ્રાંતમાં છે. મુંબઈથી મદ્રાસ તરફ જનારી રેલવે એ પ્રાંતમાં છે એ પ્રાંતમાં વરસાદ નિ-યમસર આવતો નથી, તેથી ચોમાસા સિવાય બાકીના વખતમાં ભુ-મિ ખેતી વગર ઉજડ રહે છે, અને વનસ્પતિ ઉગતી નથી.

## ભાગના નામ વગરે.

**૧ ખાનદેશજીલ્લો**—ધુળીઆ, માલેગામ, નન્દુરબાર વગરે.

**૨ ખાનદેશ એજન્સિ**—ડાંગનો મુલક, સુહાગણાનો મુલક વગરે.

**૩ નાશકજીલ્લો**—નાશક, ત્રંબક

**૪ પેંઠસંસ્થાન**—પેંઠ એ નાશકના કલેટરના તાબા હેઠળ છે. મુ-સલમાની સંસ્થાન છે.

**૫ અહમદનગરજીલ્લો**—અહમદનગર

**૬ પુણા જીલ્લો**—પુણા ઘણું મોટું શહેર છે આગળ એ પેશવા સરકારની રાજધાની હતું.

**૭ સતારા જીલ્લો**—સતારા, મહાબલેશ્વર

**૮ સતારાએજન્સિ**—ભોર ફલટણ, ઔંધ, જત એમાં મરાઠા જાગીરદારો છે.

**૯ સોલાપુર જીલ્લો**—સોલાપુર ( જુવાર ઘણી પાકે છે ) બારક-શી કરમાળામાં રૂનો વેપાર સારો ચાલે છે

**૧૦ અક્કલકોટ સંસ્થાન**—અક્કલકોટ, એનો રાજા ભોંસલા કુટું-બનો મરાઠો છે.

## દક્ષિણમહારાષ્ટ્ર.

એ પ્રાંતમાં ખેતી સારી થાય છે. રૂ પાકે છે

### ભાગનાં નામ.

૧ **કલાદગીજીલ્લો**—કલાદગી એમાં ભીમા નદી છે. આગળ એમાં વિજાપુર મોટું શહેર હતું.

૨ **બેલગામ જીલ્લો**—બેલગામ.

૩ **કોલાપુરસંસ્થાન**—કોલાપુર શિવાજીના નાના કુંવરના વંશમાં એ રાજ્ય હજુ છે.

૪ **દક્ષિણ મરાઠા જાગીર**—સાંગલી, જમખિંડી, મિરજ, કુરંદવાડ, મુધોળ અને રામદુર્ગ. એમાં ઘણાક બ્રાહ્મણ જાગીરદારો છે. સાંગલી પાસે ભીમા નદી છે એ સર્વ સંસ્થાનોમાં, જુવાર, ઘઉં, ચણા અને રૂ પાકે છે.

૫ **ધારવાડ જીલ્લો**—ધારવાડ—એમાં દક્ષિણે તુંગભદ્રા નદી છે, લોકો લિંગાયત છે એમાં હુબલી નામે મોટો કસ્બો છે તેમાં સુતરાઉ અને ઉનનું કાપડ સારૂ બને છે.

૬ **સાવનૂરજાગીર**—એમાં મુસલમાન નવાબ છે.

૭ **ઉત્તરકાનડા**—કારવાડ અથવા સદાશિવગઢ એમાં ડાંગર, શેરડી, તેમજ નાળીએર, સોપારી, એલચી, મરી નીપજે છે એમાં કારવાડ, કુંપટા અને હોનાવર એ મોટાં બંદર છે.

એ પાંચ પ્રાંત ઉપરાંત મુંબાઇ શેહેર અને એડન એ મુંબાઇના ગવર્નરના તાબામાં ગણાય છે, એડન અરબસ્તાનમાં છે, એડન પાસે પેરિમ બેટ છે તે પણ અંગ્રેજ સરકારના તાબામાં છે એડનમાં અંગ્રેજી લશ્કર રહે છે અને મુંબાઇથી ઉપડી વિલાયત જ-

નારા વહાણોને મુકામ કરવાને એ ક્રસો ઠીક ઉપયોગી છે.

## મુંબઈ શેહેર અને બેટ.

એ બેટ સપાટ મેદાન છે ને આસપાસ નીચા ડુંગરા છે, ૧૧ મૈલ લાંબો અને ૩ મૈલ પહોળો છે. મુંબાઈ શેહેરને બંદર એ આજે દુનિયામાં પ્રખ્યાત છે. યુરોપથી આવનારા તમામ લોકો પ્રથમ અહીંજ ઉતરે છે. મુંબઇમાં ગવર્નર સાહેબ રહે છે, તેમજ હાઇકોર્ટ છે. મુંબઈની પાસે ધારાપુરીનો પ્રખ્યાત બેટ છે, મુંબઇમાં લગભગ આઠલાખ માણુસની વસ્તી છે. મુંબઈમાં મરાઠી, ગુજરાતી અને ઇંગ્રેજી ભાષા બોલનારા ઘણા લોકો છે. મુંબઇમાં વિહાર અને ટાન્સાના તળાવોમાંથી નળવાટે પાણી પીવાનું લાવે છે. મુંબઇમાં ભણવાની કોલેજો ઘણી છે. વૈદાને લગતી મેડિકલ કોલેજ, તેમજ હુન્નરી કામને લગતી ભણવાની કોલેજ પણ છે, સૂતર કાંતવાનો ને કાપડ વણવાનો મોટો ધંધો ચાલે છે, ને માટે ઘણી મિલો બાંધેલી છે. મુંબઇમાં સુધરાઇ એટલે મ્યુનિસિપાલખાતું મોટા પાયાપર છે, મુંબાઈનો કલેક્ટર એક જુદોજ છે, મુંબઈમાં જોવા લાયક મકાનોને બાગો ઘણા છે.

દીવ, દમણ ને ગોવા મુંબાઈ ઇલાકામાં છતાં મુંબઇ ઇલાકાના ગર્વનરના તાબામાં નથી તે ફીરંગીના તાબામાં છે તેમનો જુદોજ ગવર્નર જનરલ ગોવામાં આવે છે, વડોદરા સંસથાનનો વહીવટ થોડા વરસ થયાં મુંબઇના ગવર્નરના તાબામાંથી કાઢી વડી સરકારે પોતાને હાથ રાખ્યો છે, માટે વડોદરાનું સંસ્થાન મુંબઈ ઇલાકામાં ખરૂં જોતાં ન ગણાય.

# જાહેર ખબર.

